# કાવ્યગોષ્ઠી

પદ્ય સાહિત્ય તરફની રાહ...

|| વર્ષ – ૨ || અંક – ૫ || સળંગ અંક – ૯ ||
|| મેં – ૨૦૧૭ ||

-: સંપાદક :-

સુલતાન સિંહ





Kavygoshthi
E-magazine

ફાસ્ટટ્રેક ઇન્ટરવ્યૂ
વિનોદ માણેક
'ચાતક'






# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

| વર્ષ – ૨ | અંક - ૫ | સળંગ અંક – ૯ |

| મેં – ૨૦૧૭ |

~ સંપાદક ~

## સુલતાન સિંહ

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨

મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com/

## કેટલાક સપનાઓ હવાને સાથ રાખ્યા છે,
## એટલ જ સ્પંદન નદીમાં તરતા નાખ્યા છે,

~ સુલતાન સિંહ 'જીવન'

આ બીજા વર્ષના નવા અંકમાં પ્રસ્તાવના જેવું કાઈ ખાસ તો નથી પણ વાંચકો સુધી પહોચી શકવાનો આનંદ જરૂર છે, સતત નવમાં અંક સુધી અમારી સફરમાં સાથ પુરાવવા બદલ હું ઘણા બધા વાંચકોનો આભારી છું. કદાચ આ સાથ સહકાર જ દરેક મહિનાના અંતમાં મને કઈંક નવું આપવા અને શીખવાની પ્રેરણા આપે છે. રોજિંદા જીવનના કામો, કરિયર માટેની તૈયારી અને કેટલીક પરીક્ષાલક્ષી વાતોને ધ્યાનમાં રાખીને પણ દરેક વખતે કઈંક નવું કરવાનો હેતુ અમારો હોય છે, પણ કાર્યમાં સાથ આપનાર સમુદાયની અછત અને મારા પૂરતા જ્ઞાનની સીમાઓ જરૂર એમ થતા અટકાવી દે છે. આ વખતના પ્રસ્તાવમાં આપનો સાથ સામયિકના એડમીન પેનલને મળે એવી અપેક્ષાઓ સાથે હું મારી વાતની શરૂઆત કરવા માંગું છું.

આજની શરૂઆત આ વખતના ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યુંમાં મળેલા કવિના એક શેરથી કરીશ.

*રાધા ગોતે વ્રજમાં, મીરાં જોગન થૈને ફરતી,*
*તારી લીલા કન્હાઈ, ના હું જાણું ના તું જાણે,*
*~ વિનોદ માણેક 'ચાતક'*

આજના સમાજ અને વિશ્વમાં સૌથી વધુ ચર્ચાતો મુદ્દો ધર્મ છે, પણ એની પણ કેટલીક સીમારેખાઓ છે. અહી ઉપરના શેર પ્રમાણે એવા કેટલાય લોકો છે જે પોતાને રાધા અને મીરાં જેવા ભક્ત, પ્રેમી અને જ્ઞાની સમજીને કૃષ્ણને શોધી રહ્યા છે. પણ એ ભૂલી જાય છે કે રાધા કૃષ્ણને વ્રજમાં શોધતી અને મીરા જોગન થઈને ફરતી, એક તરફ સ્વીકાર અને બીજી તરફ વૈરાગ્ય અને તેમ છતાંય કાન્હાની લીલાથી તો બંને એટલી જ અજાણ. કદાચ એટલે જ કહેવાય છે કે તારી લીલા પણ કાન્હા કદાચ નથી તું જાણતો કે નથી હું પણ જાણી શકતો. ના તું કોઈ ધર્મનો છે કે ના હું તને મળ્યા વગર કોઈ ધર્મનો થઇ શકું છું, હું જીવું છું અને તને શોધું છું પણ કદાચ મારી ભાવના મને તારા સુધી આવતા રોકે છે. અહી સમય, સંજોગ અને સબંધો પ્રમાણે ધર્મની વ્યાખ્યા બદલાય છે, અને આજના સમયમાં રંગો, વેશભૂષા અને વસ્ત્રપરીધાનોના આધારે ધર્મોની વ્યાખ્યા બદલાય છે. પણ એમાં ધર્મ ક્યાં...? ધર્મતો સમયમાં પણ નથી, સંજોગમાં પણ નથી, નથી સબંધો, રંગો, વેશભૂષા અને વસ્ત્રપરીધાનોમાં. ધર્મતો માત્ર કર્મોના સરવાળાનો ચિતાર છે. ધર્મ એ દરેક પળે, સમયે બદલાતો ભાવ છે, ધર્મે એ કર્મ સાથે સબંધિત છે ધર્મ એ સમુદાયોમાં વહેચાતો નથી.

એક સંપાદક તરીકે મારો ધર્મ કઈંક સારૂં વાંચકોને આપવાનો છે જેનું પાલન કરવાનો પ્રયાસ અમારા માટે વધુ સ્પષ્ટ વ્યાખ્યા રજુ કરે છે.

સુલતાન સિંહ 'જીવન'
[ સંપાદક/એડમીન ]

## વાચક વર્ગને પ્રણામ....

ગુજરાતી સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારે સોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ટિ' નામથી એક પદ્ય સાહિત્યક ગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકે છે.. વિસ્તૃત માહિતી મેળવવા માટે નીચે મુજબ સંપર્ક કરી શકો છો.

Contacts :-

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com

Admin :-

http://vichaarvrund.wordpress.com

## -: લાગણીનો તાર :-

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. સહિત્યમાં નવુ સર્જન કરવું એ એક તપ કરવા બરાબર છે. અને આ તપનું ફળ અમારા ગ્રુપને અત્યાર સુધી મળ્યું છે તો એનું રૂણ ઉતારવું કેમ શક્ય બને, એ માટે અમારી ટીમ સદા આવા ઉતમ સર્જકોની આભારી રહેશે.

~~ કાવ્ય ગોષ્ટિ ટીમ ~~

# અનુક્રમણીકા



## વિશેષ :-

જીવનમાં કેટલાય રાજ છે,
જીવનનું સત્ય તો આજ છે,

રાજા તો આપણેય ખરા જ,
જુદા માથાઓ પર તાજ છે,

ચારેકોર ફેલાયેલો જગમાં,
એ સર્જનહારનો અવાજ છે,

આપણે આપણામાં મસ્ત,
પછી તો સંધુય રામરાજ છે,

લોકોના કહેવાનો નથી ડર,
એટલો સ્વયં પર નાજ છે,

જે કોઈનો નથી થઈ શક્યો,
આ એજ અપંગ સમાજ છે,

માણસાઈ જ્યારે સમજાય,
ત્યારે અદા સાચી નમાજ છે,

~ સુલતાન સિંહ 'જીવન'

અદાલતો ક્યાં ગોઠવાય છે હવે બજાર વચ્ચે,
ન્યાય કયા થાય છે અહીં ન્યાયાલયની વચ્ચે,

ખરો ન્યાય નથી મળતો ચંદ્રની શિતળતાનો,
નિર્ણય એ રહી જાય છે, સૂરજના પ્રકાશ વચ્ચે,

લાગણીઓ અને આ ભાવના હવે કોને કહેવી,
સંવેદનો અટવાઇ જાય, વાસના વિકાર વચ્ચે,

કસ્તીઓ ઓચિંતા નથી ડૂબી જતી મધદરીયે,
વમળોને તોફાન સર્જાતા રહે છે સાગર વચ્ચે,

વર્ષાની ઋતુ પણ ક્યાં હવે સમયસર ચાલે છે,
ફેરફારો થાય એમાં, હવાનો મોસમની વચ્ચે,

~ સુલતાન સિંહ 'જીવન'

કોણ જાણે છે કે અહીં કેવા અંજામ થઇ જશે,
સૂકા હોઠો પર હોઠોના ભીના ડામ થઇ જશે,

વર્ષોથી જેમના જવાબોમાં નકાર રહ્યો છે,
એમના હકાર પણ આજ સરેઆમ થઇ જશે,

દુરીઓ જો સહેજ અમથી પણ જ્યારે ઘટશે,
બંનેના શરીર એકમેકમાં સમાન થઇ જશે,

ક્યાં ઝંખનાઓ હતી અમને આ મદીરાની,
ઓચિંતા ક્યાં ખબર, મીઠા જામ થઇ જશે,

દુનિયાનું સત્ય નથી કાઈ સમજાય એવું,
જ્યારે સમજાશે છેલ્લો જ અંજામ થઇ જશે,

~ સુલતાન સિંહ 'જીવન'

કયારેક કિસ્મત,
તો ક્યારેક સમય,
ધુતારો નીકળ્યો,

જીવન તારા સંગે
જીવવાની આશ તૂટી,
તારી યાદોનો જ
સહારો નીકળ્યો.

ચાલવું હતું
જીવનભર
હાથોમાં લઈને
હાથ તારો.

આ વિચાર પણ,
તારા પ્રેમ જેવો,
સાવ ઠગારો નીકળ્યો !.

~રેખા સોલંકી'તૃષ્ણા'

તમે ઓરાં આવોને ઘનશ્યામ
મથુરાને વાટ નિસરી મહીં વેચવા ગોવાલણ
માગી માંગીને તમે માગ્યા માખણ મિસરીનાં દાણ
માંગો તો આપશું હરિ નિજ શ્વાસોનાં દાણ....
ઓરાં આવોને ઘનશ્યામ
પનઘટની વાટ ઝૂરે,
ઝૂરે કદંબની ડાળ..
યમુનાનો ઘાટ ઝૂરે,
ઝૂરે રાધા સખીના પ્રાણ,
ગૌચર ઝૂરે, ઝૂરે વૃંદાવન
નાથ સાંભળવા બંસીનો નાદ...
હરી હરી ને તમે ચીર શું હરો?
હરિ હરો જો તમે આપીએ અમારાં પ્રાણ
ઓરાં આવોને તમે ઘનશ્યામ
હરિવર હરી લ્યો અમારાં અજ્ઞાન

~રેખા સોલંકી'તૃષ્ણા'

ઝરમર ઝરમર વરસે...
ભીનું ભીનું તરસે,
આંખોનું વાદળ
વ્હાલમ મ્હારો જાણે સવારની ઝાકળ
ઝગમગ ઝગમગ ઝળકે

ઢળતી ઢળતી વેલ, તરુવર જરી ન ખસે,
ભેટી હેતે થડિયું કેવું મીઠું મીઠું હસે...
પાંદડું સરસર સરસર હરસે....

ઠાલાં મનડે કેમે વાગે, છેડે મન વીણાં બેસૂરાં સો સૂર
ઘૂંટાતી અજંપો લઈને ઘાયલ લાગણી ચકચૂર....
આંખો ઝરમર ઝરમર વરસે.

~રેખા સોલંકી'તૃષ્ણા'

હૈયેથી મારા વહીને જો નીકળી ગજબની છે ને એ ચેતના !!
આવે છે સૂર એના એટલા તો રાગમાં લાગે છે જાણે હેતના.

ખોટું ના લાગતું એને કદી કોઈ નાની અમથીયે વાતનું,
ખીલે છે ફૂલ જાણે એમાં ગુલાબનું એને પણ ભાન નથી રાતનું,

જોઈને રૂપ એના છૂટે છે બાણ જાણે, પણછુ બની છે સ્મિતમાં.
હૈયેથી મારા વહીને જો નીકળી ગજબની છે ને એ ચેતના !!

આપે હંમેશા એ વિશ્વાસને સ્થાન કદી માનવતા એણે ના ખોઈ,
હોય ભલેને ગમે તે એ દુખમાં:, બેસી અેકાંતમાં ના રોઈ,

માની ના હાર કદી એણે તો યુદ્ધમાં, વગાડે છે બ્યુગલો જીતનાં,
હૈયેથી મારા વહીને જો નીકળી ગજબની છે ને એ ચેતના !!

~વિવેક ચુડાસમા "મિત્ર"

થોડું થોડું જીવી લઈએ છીએ આપણે
એક બીજા ને યાદ કરીને
તો શામાટે નકારે છે મારી દરખાસ્ત
ને ફરિયાદ કરીને
જીવન છે ટૂંકું જીવવાનું
છે પ્રેમ નું જોડાણ કરીને
તો શામાટે નકારે છે મારા
પ્રેમને ફરિયાદ કરીને

~ જેનીલ ગોહિલ

સંકુચિત એ મન ને રાખી ચાલવાનું કેમ આજે?
ના હવે થાશે સહન એ હારવાનું કેમ આજે?

ખૂંદવા છે ડુંગરાને ખૂંદવા છે જંગલોને,

માત આપી સાગરે ને ડૂબવાનું કેમ આજે?
યાદ રાખી વેદનાઓ, ઘાવ એના જાય ના તો,
ડાઘ દેખી એ ઉઝરડે ભૂલવાનું કેમ આજે?

હું કરું છું હર પળે યત્નો, સફળતા તો એટલે છે,

છેતરીને જાત તારી ચોરવાનું કેમ આજે?
જીંદગીમાં રાહ પકડી સત્યની મેં હરકદમમાં,
અંત સમયે જૂઠ મોઢે બોલવાનું કેમ આજે?

~વિવેક ચુડાસમા "મિત્ર"

આંખમાંથી સરી પડ્યો વરસાદી છાંટો,
ને ગુલાબ પાસે રાત દિ જાગે કાંટો
આંખમાંથી સરી પડ્યો વરસાદી છાંટો.

મૂંગા મનને આજ પાછું સમજાવો,
પત્તાના હવાઈ મહેલ કાં બંધાવો ?
ભૂંડી, લુચ્ચી શંકાની છોડો ગાંઠો.
આંખ માંથી સરી પડ્યો વરસાદી છાંટો.

એ શ્યામ કરમ ની વાત સંભળાવો,
સત્યને મોભારેથી નીચે ઉતરાવો.
ચારેકોર મંડાણી છે ધરમ ની હાટો,
આંખ માંથી સરી પડ્યો વરસાદી છાંટો.

ઈર્ષા, દ્વેષ ની હોળી કરી સળગાવો,
હૈયે જરા લગરીક પ્રેમને વસાવો.
વિચારો ની વચ્ચે કાં પડે છે ફાંટો,
આંખ માંથી સરી પડ્યો વરસાદી છાંટો.

કવિ જલરૂપ
મોરબી

## બાળપણના દિવસો

અભેરાઈ પરથી
બાળપણનો પોટલો ઉતાર્યો
ને હળવેકથી ખોલ્યો
તો
એક પછી એક
મિત્રોના નામો નીકળ્યા
મગન, છગન, ગગન
નમન, અમન, ચમન
હરેશ નરેશ ને પરેશ
બધા નામો સાથે ચહેરાઓ તાજા થયા
સાથે
ગામના પાદરે સંતાકૂકડી
નદીમાં ડૂબકીદાવ
શેરીઓમાં
ચોર પોલીસ ની પકડમ પટી
સીમમાં રખડપટ્ટી
ક્યારેક ઠકલા દા
કુંડાળું દોરી રૂમાલ દા રમીએ
પૈડાં ફેરવી ને રેસ લગાવતા
મંદિરે જઈને નગારા વગાડતા
વાત વાતમાં ઝઘડતા
તો
વાત વાતમાં ગાળ મ ગાળી
ને ક્યારેક
વાત વાતમાં કિટ્ટા બિટ્ટા
થોડીક વાર રિસાતાં ભીંસાતા
વળી
મિત્રો આવી પાછા સમજાવતા
ને
અંતે આખું ગામ ગજાવતા.
શાળામાં
રજાઓ પડે એટલે જલરૂપ
બિસ્તરા બાંધી મામાના ઘેર ધામા .
ત્યાં જઈ ફરી ધમાલ .
ત્યાં જઈ ફરી ધમાલની કમાલ
આમને આમ બાળપણ વીતી ગયું
પાછા
સંસ્મરણો માંથી પાછો ફર્યો
તરત જ અરીસા સામે ઉભો રહ્યો

કવિ જલરૂપ



લો કાવ્ય બોલો કા ગીત,
વલખાંથી ના મળે પ્રીત,

છંદ સાથે અબોલા મારે
અછાંદસ નો બસ આરો,
હું છું સાવ કવિ અજાણો
સહુ પીઠ પાછળ કરે સ્મિત,
લો કાવ્ય બોલો કે ગીત,
વલખાથી ના મળે પ્રીત.

આવ્યા કવિ આજતો મંચે,
કીધા મહેફિલે ઠાઠમ ઠાઠ,
વાહ વાહ ઇશોંદ તણો નાદ,
મનહરખે આજ તો છે રીત,
લો કાવ્ય બોલો કા ગીત,
વલખાંથી ના મળે પ્રીત,

પેપર પાને છબી, ભારે થઈ
મળ્યા કાફિયા,મક્તા ને મત્લા
બની ગઝલ આખી, મજા થઈ.
ઝૂમીયું આજ હૈયું દેખી જીત
લો કાવ્ય બોલો કા ગીત,
વલખાંથી ના મળે પ્રીત,

~ પ્રીતિ જે ભટ્ટ 'પ્રીત'







દર્પણો સજાવી જોયા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...
બારણા સૌ ખોલી જોયા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...

શૂન્યવકાશ સર્જાય નિરુત્તર પળે,
લો, હોઠ મેં ફફડાવી જોયા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...

ખુલી આંખે સપના હતા બેહાલ,
નયનોને બહલાવી જોયા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...

જીવનની ઢળતી સંધ્યા એ
પ્રસંગો યાદ કરી જોયા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...

દર્પણો સજાવી જો
યા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...
બારણા સૌ ખોલી જોયા કિન્તુ,
ના હતું કોઈ ત્યાં...

~ પ્રીતિ જે ભટ્ટ 'પ્રીત'

વાંસળીના સુર ભરી શકતો નથી,
આમ ભવસાગર તરી શકતો નથી.

પાનખરમાં ફૂલ તૂટી કયાં જશે?
સ્મિત ભમરનું વીંસરી શકતો નથી.

ચિત્ત ઓવારે અટૂલું કોશતું,
યાદમાંથી ઉભરી શકતો નથી.

કશ્મકશમાં આમ જીવન જીવતા,
હું વ્યથામાં પાંગરી શકતો નથી.

મૃગજળ સંગાથ દોસ્તી વાહલી,
ક્ષિતિજ સંગાથે ફરી શકતો નથી.

ઓ દિલ આજે કેમ તૃષામાં વહે,
પ્રેમના રસને ધરી શકતો નથી.

આઇનાની રમત કેવી ભિન્ન છે,
સત્યનો અક્ષ વિસ્તરી શકતો નથી.



પ્રીત ભ્રમણા કાજ નાટક છે હવે,
ડગ મિલન માટે ભરી શકતો નથી.

~ પ્રીતિ જે ભટ્ટ 'પ્રીત'




ભેખડ ધસી પડી પડતાં કારણ કે
નરમ છે! પોલાણ છે!
વેઠ શાની ઉતારે જીવનમાં એ
તારાંજ તો કરમ છે
દુનિયા હસતી થૂંકતી કારણ કે
બેશર્મ હરામ રાહ છે
નિલામી શાને તારે ખુદની વળી
ગરમ ખૂનનો બુખાર છે
જિંદગી નો બેનામી જુગાર છે
ભેખડ ધસી પડી પડતાં કારણ કે
કપરાં ચઢાણ છે ઢીલું જોડાણ છે
ખોદવા દે ખાડાં પડવાં દે ચાંદા
તોજ પાયાનું સ્થાન ટકે!

~ હિતેશ આર પટેલ 'સાવન'

મળે ગોપાલ સમો આનંદ ભીતર
નંદ યશોદા તણો પ્યાર નિરંતર
મધુવનનાં મારગે ચાલ
વ્હાલપણું ઉપજે વિકટમાં
મળે અવસર સુંદર ઘર આંગણ
બળાપો નાં, મધુવનનાં મારગે ચાલ

છોડ મુસીબતની વાત હાલ
પ્રભુને પૂછીજો તેની હાલચાલ
મળે અસલી હિરો ચાહતનો સફળ
જીવનની કામ્યાબી મંજીલ ભંડાર
મધુવનનાં મારગે ચાલ
ગંભીરતાની જલે છે મશાલ

આપમેળ વૃતિ જોડ હિતકારી
ગુણ મળે તને મધુવન નાં ખ્યાલ
મધુવનનાં મારગે ચાલ
વાંસળી પણ વાગે મધુર
આંતરનાદ થશે જરૂર
જન્માષ્ટમી સમો ઉજાસ!

~ હિતેશ આર પટેલ 'સાવન'

અટકળો સૌ કોઇ ખોટી પાડતી આ જિંદગી.
રોજ વાતો અવનવી જો માંડતી આ જિંદગી.
આભ હોવું, તો કદીક ધરા, ચગડોળે ઘૂમતી
વાદળો થૈ સુખને પણ સંતાડતી આ જિંદગી.
હોય એમાં જો કદી મિત્રો ભરી વનરાઈઓ,
તો કદીએકલ -અટુલા રાખતી આ જિંદગી.
ઘેરતો કોલાહલ અહીં ચારદિશા કાયમ,
મૌન થૈ સૌથી અચાનક ભાગતી આ જિંદગી.
લોક સૌ ભેગા જગતમાં સુખની નિંદ લે સદા,
પ્રેમ વિરહમાં સળગતી જાગતી આ જિંદગી.
જૂઠની એ નાવ સાગર પર સરકતી તો રહે,
ને,મત્સય સત્ય સમ ઉંડાણે તરતી આ જિંદગી.

~ મનીષા જોબન દેસાઈ




વાત છેડી છે તમે,
જાત જોડી છે અમે.
છે વસંતો આકરી,
રાહ મોડી છે તમે.
ફૂલ મ્હોરે વૃક્ષમાં?
ડાળ તોડી છે તમે.
જાજમો લીલીછમ્મ,
સરહદો ખોડી છે તમે.
આ ઉદાસી સાંજને,
વિરહે વખોડી છે અમે.

~ મનીષા જોબન દેસાઈ

આંખથી જે રંગ છલ્કયા યાદ છે?
ને,પછી જે રંગ બદલ્યા યાદ છે?
લાલ લીલો વાદળી ને જાંબલી,
દિલમા જે મેઘ વરસ્યા યાદ છે?
કાન-રાધા ગાઇ સંગે રાગ જે,
લોક હૈયે એ જ ધબક્યા યાદ છે?
ભૂલવાને. વેરભાવો સંગમા,
છે ઉત્સવો આ ઉગ્યા એ યાદ છે?
સાંજનું એ આભ ઉગતું આગવું,
રંગના મેઘધનુષો છાયા યાદ છે?

~ મનીષા જોબન દેસાઈ



શરાબને પીને નશો તો લીધો, પણ શરાબે પછીથી એને પકડી લધો.
છોડવા મથે પણ છુટે નહિ, બોટલ ખાલી થયા વગર ટુંટે નહિ.
જમીન-જાઇદાદ વેચીને, ઇજ્જત-આબરું ખોતા થયા છે.
ઓરત પર અવળી નજરને રાખી, એકલી જોઇને આડા ઉભા છે.
નશામાં ભાન ભુલીને, છોકરીને છેડતા થયા છે.
શરમ વગરના થઇને, સંબંધને ભુલી ગયા છે.
સેવન શરાબનું કરતાં, પોતાનું ભાન ભુલી ગયા છે.
પેક પર પેક બનાવીને પીતાએ, શરાબથી શરીરને ચલાવતાં થયા છે.
"અખિલ" કહે છે એ લોકો, આજે પાયમાલ થયા છે.

~ સંગીઅખિલ "અખો"



હું માંગુ અને તું આપે દિલ, એ મને મંજુર નથી.
દયદે દિલ મફતમાં સોદાબાજી મને મંજુર નથી.
કરુ છુ પ્રેમ, એ સાબિત કરવાની જરૂર નથી.
થયો હોય તને પણ પ્રેમ, તો દિલને દિલથી સ્વીકારી લે.
ખાલી ખોટો પ્રેમનો "મહિમા" ગાવાની જરૂર નથી.
ચાલતો રહું છું, આ જીંદગીની સફરમાં મુસાફર બનીને,
બાકી તારી પાંછળ-પાંછળ ફરવાની જરૂર નથી.
આવવું હોય તો હાલ મળવા કે મુલાકાત કરવાં,
બાકી વાટ જોતા રહેવાની જરૂર નથી.
"અખિલ" મનની વાત મનમાં રાખીને,
દુર રહીને વેંદના વેઠવાની જરૂર નથી.
હોય જો દિલમાં એક જ વાત તો વાત કરવાની જરૂર નથી.
સુખ-દુઃખના સરવાળા કરવા ચાલ આવવું હોય સફરમાં સાથે,
બાકી મુરદા જેવા માણસને મનાવવાની જરૂર નથી.

~ સંગીઅખિલ "અખો"



ગામે-ગામથી લોકો આવીયા, સાબરમતીને કાંઠે વાહનો રાખ્યા.
ચાલતા પગે બધા મોટા મેદાનમાં ભેગા મળીયા.
ઉભરાયેલી કિંડીઓની માફક જ્યાં જોવો ત્યાં લોક જ ભાંળિયાં.
સભામાં બંધા ભેગા ભળિયા, વાંત એક અનામતની સમજાવવાં.
લિડરને લઇ જતાં જોયો, લોકોનો ગુસ્સો આસમાને ગયો.
અમદાવાદ, સુરતને પેલા મોરબીને બાળતાં, ગુસ્સો દેખાડતાં.
આડા રઇ રસ્તાઓ રોકતાં, વાહનોની તોડફોડ કરતાં,
સ્કુલ-કોલેજો બંધ રખાવતાં, ગુજરાત બંધનું એલાન કરતાં.
સરકારી ચાજને આંગમાં બાળતાં, કરોડોનું નુંકશાન કરતાં.
"અખો" કહે છે એજ લોકો "અનામત" માંગતાં.

~ સંગીઅખિલ "અખો"

क्या लीख्खु मे तुजे
तू कागज मे ना समायेगी ।
चाहे रिश्ते यहां अनेक
बस तू ही " मां " कहलायेगी ।।

कीतना प्यार करती मुजे
ना कभी तू बतलायेगी ।
हो चाहे गलती कितनी मेरी
तू फिर भी मुजे सहलायेगी ।।

पेट भर के मेरा तू
खूद भुखी सो जायेगी ।
ख्वाबो को तोड के अपने
तू मेरे ख्वाब सजायेगी ।।

हुं जानता हर मुश्किल घडी मे
सिर्फ तू ही साथ निभायेगी ।
खो जाऊं उलजी गलीयो मे कभी
ढुंढती मुजे तू नजर आयेगी ।।

~ कृष्ण वाला




क्युं लब्जो को बदनाम करे
वो खूद ही खूद से अंजाने
बदनाम करो उस धडकन को
जो दील की ऐक ना माने

ना सोचा था ये भी होगा
जूठे ख्वाब के हम थे मारे
माना दील मंजिल का होगा
पर मंजिल ये तूजे पूकारे...

~ कृष्ण वाला

काश कोई होता जो मेरे दील के करीब होता
मेरे हर आंसूओ की बुंद को अपने साथ रोता

कंधो को रख सर मेरे पूरि रात वो सोता
ख्वाब देखे मेरे,उन ख्वाबो मे ही खोता

अश्को भरी आंखो को चूमके सारी सूखोता
प्यार से भरी बाहों मे प्यार से मुजे भीगोता

मेरे हर एहसास को खूद मे खूद से बोता
काश कोई होता जो सिर्फ मेरा होता

~ कृष्ण वाला



આમ કઇ લયબધ્ધ ખળખળ વ્હેવું શું ફાવતું હશે?,
એ પ્રવાહોનાં પ્રવાહે છઁદને પણ રે'વું શું ફાવતું હશે?.

દર્દમાંયે દર્દ સંતાડી હસી બોલવું પડે!,
દર્દમાં આનંદ લેવો, તેવું શુ ફાવતું હશે !.

રામ જાણે, જિંદગીનાં ચોપડામાં  લખ્યું શું !,
જાણતાં તોયે અજાણ્યા થવું, એવું શું ફાવતું હશે?.

વાર કર્યા પીઠ પાછળ જે સહ્યા'તા મૌન થઇ,
આવું હદથી વધુ સહીને કે'વુ શું ફાવતું હશે?.

લત મને લાગી ગઝલની *'તૃપ્ત'* આજે કર દુઆ,
કરું દુઆ પણ, હા એ ઘાયલ જેવું શુ ફાવતું હશે ???.

*તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'*

મુલાયમ અંધકારો છે
પછી કોમળ પ્રકાશો છે.

મને વાંચી શકે.તો કે!,
તને કેટલાં સવાલો છે.

ઘટીનાં આગ ઇર્ષાની,
હવે કાં' આ બળાપો છે.

હવે સંકેલ તું બાજી,
સમય.મારો થવાનો છે.

હસીને *'તૃપ્ત'* બોલે છે,
અહીં એનો જમાનો છે.

*તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'*



એક સાંધો ત્યાં તેર તૂટે,
લોટ લાવો ત્યાં તેલ ખૂટે;
ગરીબી તો મુખોટું છે મિત્રો,
ભારતને માત્ર ભ્રષ્ટાચાર લૂંટે.

~જગદીશ કરંગીયા 'સમય'

વિરહની વસમીવેળાએ આ આંખેથી અશ્રુ વહેવડાવવું નહીં ફાવે,
રોમિયો, મજનું, રાંઝાની જેમ દર્દ-એ-દિલ સહેવડાવવું નહીં ફાવે.

તમે કહેશો તો જીવનભર હૃદયના ખૂણામાં એકલા પડ્યા રહીશું,
કિંતુ આ બીજા કોઈક સાથે દિલ વહેંચીને રહેવડાવવું નહીં ફાવે.

પ્રેમ જેવું જો કંઈક હશે તો આપમેળે એકબીજાના નામ લઈશું,
આમ વારે ઘડીએ યાદો અપાવી ધ્યાનમાં લહેવડાવવું નહીં ફાવે.

કોઈકાળે અશક્ય બન્યું આપણું મિલન તો 'સમય'નો વાંક કહીશું,
પરંતુ આ તમારા ટાબરીયાના મોઢેથી મામા કહેવડાવવું નહીં ફાવે.

~જગદીશ કરંગીયા 'સમય'

દૂધ નથી તો ચા મને મંજૂર છે,
આખી નથી તો પા મને મંજૂર છે.

એકવાર સાથે રમવા તો દો બાળકો,
નવી ગેડી નવો દા મને મંજૂર છે.

મિત્ર હોય કે શત્રુ, પીઠ પ્રહાર ના કરજે,
તારો સામી છાતીનો ઘા મને મંજૂર છે.

બચી શકે જો તું તારા એકાદ ગુન્હામાંથી,
તું નિસંકોચ મારા સમ ખા મને મંજૂર છે.

મળે જો તને 'સમય' કરતા સારું પાત્ર,
તું તારે રાજીખુશીથી જા મને મંજૂર છે.

~જગદીશ કરંગીયા 'સમય'

સંબંધો સાચવવા સાંભળી લેવાની આદત છે મને,
સારા હોય કે નરસાં નિભાવી લેવાની આદત છે મને;
ના મળ્યા એમનો વસવસો તો રહેવાનો જિંદગીભર,
મળેલાને પાંપણો પર સજાવી લેવાની આદત છે મને.

~જગદીશ કરંગીયા સમ

હું ઘાટઘાટના પાણી પી ગયેલો માણસ છું,
હું કષ્ટોને કસુંબામાં ઘોળી પી ગયેલો માણસ છું;
તું શું શીખવાડવાનો જીવનના પાઠ 'સમય'ને?
હું પચ્ચીસીમાં સદીઓ જીવી ગયેલો માણસ છું.

~જગદીશ કરંગીયા 'સમય'

એકરાર પહેલાંના પ્રેમ જેવી મજા કશામાં નથી,
સારા માણસો જ આજ સારી દશામાં નથી;
આમ કાં જુઓ 'જગદીશ'ને તિરસ્કારભરી નજરોથી?
આંખો રાતી હશે ઉજાગરાની, એ કંઈ નશામાં નથી.

~જગદીશ કરંગીયા 'સમય'

સ્યાહી ક્યાં છે આ કલમમાં?
કોગળા કરે છે એ તો રક્તના!

જ્યાં જ્યાં એનો સ્પર્શ છે,
ચિત્કારો અને વિલાપ છે,

કાળમીંઢ પથ્થરોનો રંગ લઈ,
એ છૂંદાયેલા સપનાઓ લખે છે,

ખપાટ જેવા શ્વેત કાગળ પર,
લોહી તરસ્યું ભવિષ્ય લખે છે,

વાટ નિરખતી નવોઢાનું સિંદૂર લઈ,
એ તો જવાનોની શહીદી લખે છે,

કરી મુફલિસના પ્રસ્વેદની ઉપેક્ષા,
એ તવંગરોની મેજબાની લખે છે,

વાઘા મોંઘેરા દુનિયાએ ભલે પહેર્યા
આજ પથીક એની નગ્નતા લખે છે.

~ પથીક (ઉદય ભટ્ટ)

એક ઈચ્છા છે ?
એક જ છે ને ?
એ તો કેમ ખબર પડે ?
તો સાંભળ,
ઈચ્છા ક્યારેય એક થોડી હોય છે ?
વિચાર તું....
એક તો ઈચ્છા નથી હોતી...
ઇચ્છાઓનો તો કાફલો છે...
ચાલ્યો જ જાય છે....
ક્યારેક રોકાઈ જાય છે...
ક્યારેક એ અધવચ્ચે જ અટકી પડે છે...
ક્યારેક થાકી ને વિરામ કરે છે...
ક્યારેક બસ એ સતત ચાલતી રહે છે...
અને, ઇચ્છાઓના કાફલાને લઈ ને ચાલતું આપણું મન....
થાકે છે ક્યારેય ?
અનગીનત ઈચ્છાઓ,
એક વિચાર આવે છે
શું ?
એ જ કે આ અસંખ્ય ઈચ્છાઓ થાકતી કેમ નથી ?
થાકતી તો હશે જ ને...
તો, આરામ કેમ નથી કરતી ?
આરામ એનાથી થતો જ નથી
બસ, એ ચાલ્યા જ કરે છે..
અરે, તો તેને કહે ને..
અલી, ઓ ઈચ્છાઓ આજ તું મને આરામ કરવા દે,
જા આજ તારી છુટ્ટી...
અને ઈચ્છા એ એક ટહુકો કર્યો
મીઠો ને મધુર....
ચાલ, તો જાવ છું...
સાચે જ ?
હા, પણ જઈશ ક્યાં એ કહીશ ?
એક માર્મિક હાસ્ય સાથે બોલી
તારા પ્રેમ પાસે....
ઓહો, ...... હવે......?
આ જ છે ઈચ્છા.......?

~ જાગૃતિ રામાનુજ

# ચિત્ર પરથી કવિતા

હું પરીકથા રોજ સાંભળતી
ને પછી
ખોવાઈ જતી ...,
મારી કલ્પનાના પાત્રોનું
ચિત્રાંકન કરતી.

મારી માનસ પરી હતી
ખૂબ સુંદર.
મને બહુ વહાલ કરતી...
એ ફૂંક મારે ને જખમ ગાયબ,
મને ભાવતા ભોજન આપતી
જરા સાદ દઉં ને એ હાજર
ડર લાગે તો એના પાલવમાં છુપાતી.
એની ટચૂકડી આંગળીમાં પણ
મને ખૂબ સલામતી લાગતી.

એ મને નાનકડી પરી કહેતી
પણ હકીકતમાં
એ જ મારી માનસ પરી છે
મારી મમ્મી...

~ અલ્પા વસા

## પ્રકૃતિ ને પુરુષ

પ્રકૃતિ નામ સાથે કુદરતની વૈવિધ્યતા દેખાઈ,
આવી પ્રકૃતિ ,ધરતી, સ્ત્રી, ઈવ, હવા, શક્તિ રુપે.
સ્ત્રીના કેટલા રુપો... મા, બહેન, દીકરી, પત્નિ,પ્રેયસી ..
નર નારી એકબીજા ના પુરક.
અધુરા.. એકબીજા વગર..
શિવ સતી અર્ધનારીશ્ર્વર રુપે જગવિખ્યાત.
નર નારી, પુરુષ પ્રકૃતિ કરતા નવસર્જન,
પ્રેમનો સંદેશ ફેલાવે પ્રકૃતિ ..
પ્રેયસી બની મેઘધનુષી રંગો રેલાવે,
મા સ્વરુપે વાત્સલ્યને મમતા ફેલાવે.
વેદ કુરાન ધર્મગ્રંથોમાં પ્રકૃતિનો મહિમા ગવાયો.
સૌમ્યને તાંડવ બને દર્શાવે.
પોષતી જીવનને પાંગરતું નવજીવન તેના સાંનિધ્યમાં,
જીવન જીવવા ની રીતો શીખવાડે.
એકમેકની જરૂરીયાત સરળ રહી સમજાવે.

કાજલ
કિરણ પિયુષ શાહ

અરે,મા...
આજ તો તું
વાંચી બતાવને આ પુસ્તક ..
કંઈક તો વાંચી સંભળાવ,
વિચારવા લાગી છે આજ મા
"થઈ જાઊં આજ મારા શિશુની જેમ નાનકડી બાળકી, દિકરાને
ખોળામાં બેસાડી કહેવા લાગી પ્રેમથી... "દીકરા શું વાચું આ પુસ્તક ...
પન્નાઓને ઉથલાવતી પડી ગઈ  મૂંઝવણમાં
વાંચતી હોય એમ કહેવા લાગી એની વેદના...
"બેટા, જિંદગી તો છે કાંટાઓની હારમાળ
ક્યાંય નથી છાંયો,
ચિંતાઓ ભભૂકે છે ચારે દિશાથી

અંતરમાં તો વિરહની આગ દઝાડે
ઠારવા એને
હસતી રહું છું તારી સામે.
જનમ્યો  હતો જ્યારે તુ, હતી એક આશ દિલમાં
આવશે નીરખવા પિતા એના બાળને
નથી કાંઈ ખબર મને તારા જન્મદાતાના આવવાની..
આપી આ કાંટાળી જિંદગી ગુમ છે ક્યાં ?
શું વાચું આ પુસ્તકમાં
મારા જીવનની કોરા પાનાનું તુ જ એક પુસ્તક ...
બાઝીને જોઈ રહ્યો ટગર ટગર....  માનું જીવન પુસ્તક.....

જાગૃતિ રામાનુજ

# ચિત્ર પરથી કવિતા

"મા થઈશ ત્યારે ખબર પડશે!"
જ્યારે હું મા નહોતી
ત્યારે થતું કે માને કામ શું?

વહેલા ઉઠવું,
રોજ એકનું એક ઘૂંટવું,
થાય એટલું કરી છૂટવું.
આટલા જ કામ.
એકાદ
માટલા-પાલા ગળવા,
ઝાડુ-પોતા કરવા,
ચા-પાણી ધરવા.
એ તો ચપટી મારતા જ થઈ જાય.

બે રોટલી
થોડુંક શાક
દાળ-ભાત
અને પછી આરામ.
હે જલસા.

દસ બાર કપડાં ધોવા,
ખૂણા ખાંચરા ઝપેટવા,
વાસણો સાફ કરીને સમેટવા.
હવે હાથમાં વીંઝણો
ને હિંચકે બેસી પંપાળશે ઢીંચણો.

ત્યાં હું બૂમ પાડતી
"મમ્મી નાસ્તો તૈયાર..?"
અને એનો જવાબ..
હા, બેટા લાવી
રોટલી-શાક મૂક્યા છે
મોર ગળે એમ ગળીશ નહિ
કોઈ બજારુ નાસ્તામાં પડીશ નહિ.

અને હા,
પાણીની બોટલ ભરી
ચોપડીઓ એનાથી આઘી કરી
હરપળ એ ઉભી રહી થઈને પરી.

ઘરમાં શાંતિ થતાં એ પંખી થઈ ઊડતી હશે.
એકાંતમાં એ કળી સમી ખુલતી હશે.
હું વિચારતી સૌના ગયા પછી
માને મોજે દરિયા!

રજાઓ પડી ત્યારે મેં માને માણી.
નવ મહિના પેટમાં રહ્યા છતાંય હું
સંપૂર્ણ ના શકી જાણી.

એ માત્ર મા નહોતી,
પોતાનામાં બાળપણ,
ભોળપણ,
શાણપણ,
અને
કયારેક મનગમતું
ગાંડપણ
જીવતી છોકરી.
એ મા હતી.
ક્યારેય રાજીનામું ન આપી શકે એવી
ફરજિયાત
સંબંધના બંધનની"પ્રોમિસરી નોટ"
પર દરેક"ટર્મસ અને કન્ડિશન!"
કહ્યા વિના
કોઈપણ વળતરની અપેક્ષા
રાખ્યા વિના કરતી એ નોકરી.

નાના સાથે નાની

ને
વડીલો સાથે
અચાનક થતી ડોકરી.
એ મા હતી..

સૌની ઇચ્છાઓના ઘરેણાંથી શોભી.

તો પણ કહેવાતી સહેજ ડોબી.
એ મા હતી..

મનોમન કેટલીવાર રડી હશે.
મને જોતાવેંત આંસું ગળી હસી હશે.
એ મા હતી..

મા એ કહેલું પેલું વાક્ય મને..
કિરણો સાથે ઉગતી ક્ષણે,
સાંજના વળતા ધણે,
રાતના વહેતા રણે,
અનુભવાય છે.
કારણ,
આજે હું પણ એક દીકરીની મા છું..

-શીતલ ગઢવી"શગ

### પ્રણવ ઝાંખર "Kis S Na"

**કિસ્મત કુલો ની કુલને પણ ક્યા ખબર હોયછે**
**કયારેક બને શોભા પ્રેમિકા નાં કેશ નીં**
**કયારેક મંજીલ એનીં કોઇનીં કબર હોયછે**

### દિપક સોલંકી "રહીશ"

અઢી ડગલાં ચાલી રસ્તો બદલે છે
ને સીધો ચાલી મંજીલે પહોચે છે
આ જિંદગી તો ચેસ સમી બની
અમુક તો વજીર ની જેમ દોડે છે




### દર્શના રાવલ

આપણી મંજિલ ભલેને દૂર છે,
ચાલવું તે આપણો દસ્તુર છે.

ધારણાઓ કૈંક તો ઉંધી વળે,
જાતમાં વિશ્વાસ તો ભરપૂર છે.

છે લખાયું ભાગ્યમાં શું ક્યાં ખબર?
શોધવાનો મન ઘણું આતુર છે.

જે કરે છે પ્હેલ લક્ષ્યો જીતવા,
તે પડે છે જે ઘણો મજબૂર છે.

તે જગતમાં નવ કદી થાયે સફળ,
આતમો જેનો સદા બેનૂર છે.

ચાલવા ક્યાં દુઃખી છે 'દર્શના',
બસ હવે જગમાં થવું મશહૂર છે.

### અલ્પા વાસા

આમ તો, રસ્તા હતા
ઘણાય ચાલવા માટે
પણ, મંજિલ સુધી લઈ જાય
એવો એકેય ન હતો.

આમ તો, મિત્રો હતા
ઘણાય બોલવા માટે
પણ, યાદમાં મહેકતો રહે
એવો એકેય ન હતો.

આમ તો, પ્રસંગો હતા
ઘણાય યાદ રાખવા માટે
પણ, અંતરને અજવાળી દે
એવો એકેય ન હતો.

### વિક્રમ સોલંકી 'જનાબ'

"ચાલતાં રહો તો મંજીલ દૂર નથી,
ચાહતા રહો તો મંજીલ દૂર નથી..

જીતીને અભિમાની શું બની જવું,
હારતા રહો તો મંજીલ દૂર નથી..

બળ્યા કરવું ભીતરમાંહે એથી તો,
ઠારતા રહો તો મંજીલ દૂર નથી..

કડવાશ હવે કેટલીક ઠાલવવાની?
ભાવતા રહો તો મંજીલ દૂર નથી..

ચાહના માત્રથી કંઈ નથી 'જનાબ'
પામતાં રહો તો મંજીલ દૂર નથી..

### લતા સોની કાનુગા

આમ કાં એકલો એકલો
જાય ચાલ્યો...
હોય મુંજવણ તો..
બે ઘડી
ખા શ્વાસ ને પછી
જો આગળ
ઉભી હું
જાલવા હાથ તારો
માણીશું સફર સંગ સંગ
ને મંઝીલની મજાનો આનંદ.

# ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યું

**નામ** : વિનોદ વી. માણેક

**ઉપનામ** : ચાતક

**જન્મતારીખ** : ૧૬ નવેમ્બર, ૧૯૫૯

**જન્મ સ્થળ** : અડીયાણા

**તાલુકો** : જોડિયા

**જિલ્લો** : જામનગર

**ઉછેર** : જન્મ સ્થળ અડીયાણા, હાઈસ્કુલ સુધીનું શિક્ષણ અડીયાણામાં જ મેળવ્યા બાદ કોલેજના શિક્ષણ માટે રાજકોટ જવાનું થયું. ત્યારબાદ નોકરી માટે કચ્છ આવવાનું થયું, કોઠારા ત્યારબાદ અંજાર. એમ સમગ્ર કર્મભૂમિ કચ્છ બની.

**લેખન સિવાયના શોખ** : સિક્કા સંગ્રહ, ટિકિટ સંગ્રહ, ફોટોગ્રાફી, ટ્રાવેલિંગ, મ્યુઝીક, સ્ટેજ, એન્કરીંગ અને વાંચન



**[૧] કાવ્યગોષ્ઠિના કાયમી પ્રશ્ન દ્વારા જ આજની વાતની શરૂઆત કરીએ તો, આપના મત મુજબ કવિતા એટલે શું...? જરા વિસ્તારે સમજાવશો તો કઈક નવું જાણ્યાનો આનંદ થશે.**

જવાબ - કવિતા એટલે લાઘવમાં રાઘવ જેવું કામ. થોડામાં ઘણું કહેવાઈ જાય. કવિતા એટલે સાહજિકતા અને સરળતાથી દિલની વાત કહેવાનું એક સશક્ત માધ્યમ. એમાં કુતુહલતા, રોમાંચ, રમ્યતા, પરકાયા પ્રવેશ, અનુભૂતિ, ભાવ,ની સંવેદનાના ઝરણા વહેતા જ રહે. કવિતાના પ્રકારો ભલે બદલાતા રહે. પણ ઊર્મિની અભિવ્યક્તિ, ઋજુતા અને પ્રણયની વાત વણાઈ જતી જોવા મળે છે.

કવિતા માટે રૂઢિગત માન્યતાને કદી સ્થાન ન હોય પરંતુ જે રચનામાં ભાવ, ઊર્મિ અને સંવેદનને વણીએ અને સુંદર અલંકારથી સુસજ્જ કરી છંદ કે લયમાં વહેતું મુકવામાં આવે એ જ સાચી કવિતા. હકીકતમાં માં સરસ્વતીની કૃપા દ્વારા જે સ્ફૂરે અને જે અભિવ્યક્તિ થાય જેમાં શબ્દોની કસરત કરતાં શબ્દોનું સાયુજ્ય સર્જાય અને સાંભળીને આહ કે વાહ ભાવકના હૃદયમાંથી નીકળે, એ જ સાચી કવિતા.

**[૨] હાલના સમયમાં સોશલ મીડિયા અને કવિતા તરફના વધુ પડતા ઝોકના કારણે પદ્ય સાહિત્યના સર્જકોનો જે શંભુમેળો જામતો જઈ રહ્યો છે, ઘણા લોકો તો એમ પણ કહે છે કે આ નવીન કાવ્ય સ્વરૂપ પ્રાચીન સ્વરૂપને નુકશાન પહોચાડે છે. આ વિષે આપના મત જણાવશો.**

જવાબ - કવિ તુલસીદાસજીએ કહ્યું છે ને કે કળીયુગમાં ઘણાં કવિઓ જન્મશે. વળી લોકોમાં પણ અભ્યાસ, શિક્ષણનો વ્યાપ વિસ્તર્યો છે. કવિતા, શેર શાયરી તરફ આકર્ષણ વધ્યું છે. એમાં ટીવી, સિનેમાની સાથે સાથે મોબાઈલના એપ્પ્સ જેવા કે વોટ્સએપ અને ફેસબુક જેવા મીડિયાના માધ્યમોનો ફાળો ઘણો મોટો છે. જેના કારણે લોકો કવિતા વિષે વાંચતા, સાંભળતા અને સમજતા થયા છે. છંદ, લય, અલંકાર અને વ્યાકરણના જ્ઞાનનો પણ ફેલાવો થયો છે. આને શંભુમેળો તો ન જ કહેવાય પણ સાહિત્યનો કુંભમેળો ગણી શકાય. જેમાં સતત નવી કલમો ઉમેરાતી જાય આ ખરેખર એક સુખદ વાત છે, સુખદ ઘટના છે.

[૩] છંદ બંધારણ વગરની કવિતાઓ માન્ય નથી, એવી એક હવા સાહિત્ય સાથે સંકળાયેલા અમુક વર્ગમાં જોવા મળે છે. પણ મારું માનીએ તો દરેક વખતે છંદ જાળવવા જતા ભાવ તૂટે એવું ઓઅન જોવા મળે છે.

જવાબ - છંદ, બંધારણ એ ગઝલ માટે સોનેટ માટે કે ખંડકાવ્ય માટે જરૂરી અનિવાર્ય અંગ છે. જ્યારે ગીત માટે લય જરૂરી છે. તેના દ્વારા જ રચના ગેય બનતી હોય છે. આ ગેય રચનાનું આયુષ્ય લાંબુ હોય છે. અને એ જ સાચી કવિતા કહેવાય છે. શરૂઆતના સમયમાં નવોદિત કવિને છંદ કે લયમાં લખતા થોડી તકલીફ થાય એ સ્વાભાવિક વાત છે. પણ પછી જ્યારે એ હાથવગા થાય, બોલકા થાય ત્યારે સરળતાથી સર્જનકાર્ય થતું રહે. અહીં ભાવ તૂટતો નથી બસ પ્રેક્ટીસની જ જરા જરૂર હોય છે.

[૪] આપની ઘણી રચનાઓ કાવ્યગોષ્ઠી સામયિકમાં પણ પ્રકાશિત થઇ છે. જે વાંચતા આપનો ઝોક આધ્યાત્મિક વિચારધારા તરફ સ્પષ્ટ જોઈ શકાય છે. એના પાછળ જવાબદાર પરિબળ આપ શું માનો છો...?

જવાબ - મને ઈશ્કે હકીકી એટલે કે આધ્યાત્મિક ગઝલનું હંમેશા ખેંચાણ રહ્યું છે. આના પાયામાં ઘરના સંસ્કારો, ધાર્મિક પુસ્તકોનું વાંચન અને મનન, બા બાપુજીની ભજન પ્રત્યેની પ્રીતિ, આ બધાં કારણો તથા સૂફી રચના પ્રત્યેનો લગાવ, વળી દર્શનશાસ્ત્રની ઊંડી અસર તથા મુખ્ય તો ઇષ્ટદેવ પ્રત્યેની શ્રદ્ધા મને હંમેશા આધ્યાત્મિક ગઝલ તરફ ખેંચતી રહી છે.

[૫] આપના આધ્યાત્મિક ભાવને જોયા પછી મનમાં એક સવાલ ઉદભવ્યો છે, શું જીવનમાં આસ્તિકતા જરૂરી છે...? કારણ કે હું પોતે ઈશ્વરના વર્તમાન વિશ્વના વલણોને જોતા પોતાને નાસ્તિક માનું છું.

જવાબ - હું પોતે ખૂબ જ સામાજિક ઇન્સાન છું, ઈશ્વર પ્રત્યેની આસ્થા..શ્રદ્ધા... જ મને જીવનમાં હંમેશા સવાઈ સફળતા આપતી રહી છે, નાસિકતાને હું જીવનનો નેગેટિવ અભિગમ જ માણસને જીવનમાંસહેલાયથી મંઝીલની પ્રાપ્તિ કરાવે છે અને એજ કરી અભિગમતા છે.

ગની દહીંવાલાનો એક શેર યાદ આવે છે...

શ્રદ્ધા જ મારી લઇ ગઈ મંઝિલ સુધી મને
રસ્તો ભૂલી ગયો તો દિશા ફરી ગઈ

જલન મતરી પણ યાદ આવે...

હો શ્રદ્ધાનો વિષય તો પુરાવાની શી જરૂર,
કુરઆનમાં ક્યાંય પયબરની સહીનથી હોતી.

[૬] આપના કાવ્યસંગ્રહો અને પુસ્તકો વિષે થોડીક માહિતી, અને પ્રથમ વખતનો લેખનથી પુસ્તક તરફનો પ્રવાહ આપના અનુભવોના આધારે કેવો રહ્યો...?

જવાબ - 'તારી આંખોમાં મારું આકાશ' એ પુસ્તકમાં સત્તર જેટલી નવલિકાઓનો સંગ્રહ છે. એક એક કરતાં સર્જાતી જતી આ નાવલીકાઓને પુસ્તકદેહ મળે એવી મિત્રોની સતત ઈચ્છા ને લાગણીને કારણે પુસ્તક પ્રગટ કરવાનો વિચાર આવ્યો અને સ્વપ્ન સાચું થયું. લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ પબ્લિકેશને એ માટે ઓફર મૂકી, એમાં આ પુસ્તક પ્રગટ થયું, આ ઉપરાંત, બીજા મારા પાંચ કવિતાના પુસ્તકો મળીને કુલ છ પુસ્તકો થયા. તેમાં 'પ્રસન્નતા', 'ઉલ્લાસ', 'મોજ', 'રાજીપો' અને હિન્દી કાવ્ય સંગ્રહ 'ખુશી ભરે લમ્હે' અને 'તારી આંખોમાં મારું આકાશ' નવલિકા સંગ્રહ, વગેરે.

[૭] તાજેતરમાં ફેસબુક પોસ્ટ દ્વારા આપને મળેલા સ્વયભું એવોર્ડ વિષે જાણવા મળ્યું હતું, પ્રથમ તો કાવ્યગોષ્ઠી ટીમ વતી આપને મળેલા સમ્માન બદલ અભિનંદન. આપ એ વિશેના અનુભવો આમારી સાથે શેર કરો તો કઈક વધુ જાણવા મળશે.

જવાબ - સૌ પ્રથમ તો સ્વયંભૂ એવોર્ડ મળવા બદલ કાવ્યગોષ્ઠિ ટીમ દ્વારા મને મળેલા અભિનંદનનો હું અંતઃકરણ પૂર્વક આભાર અભિવ્યક્ત કરીને ઋણ સ્વીકાર કરું છું. આપેલા સીતારામ પરિવાર દ્વારા સાહિત્ય રત્ન એવોર્ડ અને સત્યમ શિવમ વિકાસ ટ્રસ્ટ દ્વારા સાહિત્ય સૌરભ એવોર્ડ મને એનાયત થયેલો. ગુજરાત સરકારના માહિતી ખાતા દ્વારા અખિલ ગુજરાત લલિત નિબંધ સ્પર્ધામાં મારા નિબંધને રાજ્યસ્તરનું દ્વિતીય પારિતોષિક પણ મળેલું. એવોર્ડ મળે કે ન મળે પણ સતત નિજાનંદ માટે સાહિત્ય સર્જાતું જાય અને એ જ્યારે નિજાનંદમાં પરિવર્તિત થાય, ભાવાકોનો પ્રેમ અને આનંદ ભળે અને અચાનક કોઈક મંગલ દિવસે ઝોળીમાં એવોર્ડની લ્હાણી મળે ત્યારે સાહજીક આનંદ અવશ્ય થાય.

[૮] ગઝલમાં પ્રેમ હોય અને હઝલમાં હાસ્ય એ દ્રષ્ટીએ ગઝલ અને હઝલ વિષે થોડીક માહિતી એટલે કે આપના વિચારો જણાવશો.

જબાબ - ગઝલ એ ગહનતા અને ગંભીરતાનો વિષય છે. એમ જો માનો તો એમાં સરળતા અને સહજતા પણ સમાયેલી છે. એ ઈશ્કે મિજાજી હોય કે પછી ઈશ્કે હકીકી... એમાં પ્રણયની વાત એ તો સ્વયં પોતે જ ગઝલ છે, જ્યારે હઝલ એ હાસ્ય, વ્યંગ અને કટાક્ષ દ્વારા એક ચોટભરી ગઝલ સર્જાતી હોય છે.

[૯] દરેક લેખક પોતાને મળેલા સમ્માન અથવા કોઈકના સુજાવ મુજબ પોતાનું ઉપનામ પસંદ કરે છે, આપના ઉપનામ પાછળ પણ આવું જ કઈક રોમાંચક રહસ્ય જરૂર હશે.

જવાબ – જી, શરૂઆતમાં હું ઉપનામ વિશે વિચારતો હતો ત્યારે પ્રથમ 'મયુર' ઉપનામ હોઠે આવેલું પરંતુ શાળાના ગુજરાતી વિષયના શિક્ષકે ‘ચાતક’ ઉપનામ સુજવ્યું.. જે મને પણ ખૂબ જ પસંદ પડ્યું વળી રામાયણમાં પણ તુલસીદાસજીએ પોતાની જાતને ‘ચાતક’ સાથે સરખાવી છે, વળી 'ચાતક'ની ખુમારી એ છે કે આ પક્ષી કદી કોઇનું એઠું પાણી પણ ન પીતા માત્ર ઉઘાડી ચાંચે વર્ષાની બુંદ ઝીલે છે અને તરસ છીપાવે છે, જીવનમાં જો તરસ હોય તો જ કંઇક પામવાની પ્યાસ દ્વારા પ્રાપ્તિ થતી હોય છે એ સંદર્ભ ‘ચાતક’ ઉપનામ મને પ્રિયે છે. લગભગ 1974 ના પ્રથમ કાવ્ય વખતી આ ઉપનામ પણ જોડાયું છે સાથે.

[૧૦] કાવ્યગોષ્ઠી સામયિક સાથે રહ્યા બાદ આપના અનુભવો અને વિચારો, જે આપ વાંચકોને જણાવશો એવી અપેક્ષા.

જવાબ - કાવ્યગોષ્ઠી સામાહિક અવનવા પ્રયોગો કરીને ઘણાં નવા સર્જકોની ભેટ સાહિત્ય જગતને આપતું રહે એવી આશા. નવી કલમો કસાય છે, પ્રોત્સાહિત થાય છે, મારદર્શન મળે છે અને એ રીતે સાહિત્યની અને મા સરસ્વતીના ઉપાસકો, અરાધકોની ભેટ સમાજને મળતી રહે છે. એ બદલ કાવ્યગોષ્ઠી મેગેઝિનને અંતરના અભિનંદન.

[૧૧] કાવ્યગોષ્ઠીના વાંચકો માટે આપનો સંદેશ.

જવાબ - નવું વાંચતા રહો, વિચારતા રહો, ચિંતન અને મનન કરો, નવું લખતા રહો, નૂતન પ્રત્યનો કરતા રહો,.....આવતી કાલ તમારી છે... જય માં શારદે.

